# ઉપહાર



બહેન, આ ચોપડી હું તને ભેટ આપું છું તે એવી ઇચ્છાથી કે તું તારા પતિ પાસેથી કદિ પણ તેની શક્તિ ઉપરાંતનાં લુગડાં ઘરેણાં મેળવવાની ઇચ્છા નહિ રાખે. વિમળાએ ઘરેણાંના શોખને લીધે પોતાના પતિને જેલમાં મોકલ્યો. એની વાત વાંચીને તું સાચો બોધ ગ્રહણ કરજે ને સુખી થજે. તને મારા અંતઃકરણના આશિર્વાદ છે.

# ઘરેણાંનો શોખ

"જુઓની, કંચનબહેનના પતિએ કેવી સરસ સોનાની ચેઇન, કંચનબહેન માટે બનાવડાવી છે! બધાંને પોતાની પત્નીને કંઇ ને કંઇ પહેરાવવા–ઓઢાડવાની હોંશ હોય છે." વિમળાએ તેના પતિ કમલનયન પાસે વાત શરૂ કરી.

"પણ કંચનબહેનના શિરોમણી રામદાસ શેઠની તો બે મીલો ચાલે છે. ઉપરાંત રૂનો વેપાર, અને લાખોના વીમામાંથી કમાય એ વળી જુદું. એમને એ પરવડે. આપણાથી પારકાંની દેખાદેખી કરી, કંઇ વર્તા શકાય એમ છે? બોલ તો વિમુ!" કમલનયને વિમળાના ઢળેલા મુખારવિંદને હડપચીથી ઉંચે કરી, મધ્યમાં આણી, તે પર ધીમેથી લપડાક લગાવી; એટલે વિમળાથી છેવટે હસ્યા વિના ન રહી શકાયું.

"કુદરતની કૃપા હશે, તો વળી કોઇ દિવસે, તારી એ ઇચ્છા ફળીભૂત થશે. પણ એટલા માટે કરી, તું

આમ રોષે ભરાય, એ મને ન પાલવે હં !" કમલનયન તુટેલી વાતના મણકા સાંધતાં બોલ્યો.

"પણ હું ક્યાં રોષે ભરાઇ છું ?" વિમળા ગાલ પર મરકલડાં પાડતાં બોલી, "અંતરની ઇચ્છા કહીએ તેમાંએ તમને ખોટું લાગી જાય. વાહ !"

વિમળા, અને કમલનયન બન્ને અત્યારે હિંચકા પર હિંચતાં હિંચતાં, વાર્તાલાપમાં પરોવાએલાં હતાં. હરરોજ રાત્રિએ જમી કરી બન્ને એક હિંચકે બેસતાં, અને સાંસારિક, માનસિક સુખદુઃખની આપ–લે કરતાં.

કમલનયન અને વિમળાનું જોડું સુખી હતું. કમલનયન "ધી બોમ્બે સ્ટીમ નેવીગેશન કંપની"માં ટાઇપીસ્ટ તરીકે નોકરી કરતો હતો. રૂપિયા ૬૦ની નિયમિત આવકમાંથી તેને તેની દુનિયા ચલાવવાની હતી. ૨૦ રૂપિયા તે તેની ન્હાની બ્હેનના અભ્યાસ માટે "કન્યા ગુરૂકુળ"માં મોકલી આપતો. ૧૦ રૂપિયા તેનાં માતુશ્રીનાં ભરણપોષણ માટે વતન મોકલી આપતો. અને બાકીના ૩૦ વિમળા અને કમલનયનને શહેરી જીવનમાં માંડમાંડ પૂરા થતા. ૮ રૂપિયાના ભાડાવાળા મકાનમાં એ રહેતો. ૨ રૂપિયા તેલબત્તીનું ખર્ચ અને બાકીના ૨૦માંથી ખાવાપીવાનું, કપડાંલત્તાં, આમોદ પ્રમોદ જે કહો તે; સઘળું તેટલામાં જ ચલાવવાનું હતું.

પણ એમ છતાંએ, કમલનયન પોતાને સુખી ગણતો. તેને વિમળા જેવી વ્હાલસોઇ પત્ની સાંપડી હતી. વિમળા પાંચેક ગુજરાતી સુધી ભણી હતી. એ

કોઈ પ્રખર સમાજશાસ્ત્રિણી તો ન્હોતી બની શકી. પણ એક આદર્શ ગૃહિણી તો અવશ્ય હતી જ. તેના નિખાલસપણાથી અને હસમુખા સ્વભાવથી, કમલનયન ઉપરાંત, આસપાસનાં પાડોશીઓ પણ મુગ્ધ હતાં.

કમલનયન સાહિત્ય રસિક—સેવક -સર્જક હતો. તેણે વિમળાને સાહિત્ય સૃષ્ટિ તરફ આકર્ષવા ઘણા ઘણા પ્રયત્નો કર્યા, પણ તેમાં તેને બહુ જ ઓછી સફળતા મળી હતી. "તમે વાંચ્યા કરોને તમારાં થોથાં. રાત્રિના બબ્બે વાગ્યા સુધી વાંચ્યા કરશો, અને ચિત્ર વિચિત્ર લખ્યા કરશો. આપણે તો ભલી આ નિદ્રા."

કમલનયન વિમળાને જ્યારે, મેઘદૂતનું ભાષાંતર સમજાવવા, કે કંઈ શીખવવા બેસતો ત્યારે વિમળા ઉપર પ્રમાણે સ્નેહભર્યો છણકો કરી, નિદ્રાધીન થઈ જતી.

પણ કમલનયનને એમ ભય રહ્યા કરતો હતો કે વિમળા જો સાહિત્યનો અભ્યાસ નહિ કરે તો ભાવના, સંસ્કાર, અને પ્રેમ નહિ સમજે. પણ પ્રેમને સાહિત્ય સાથે બહુ નિકટનો સંબંધ નથી, એમ કમલનયને પાછળથી વિમળાના સહવાસ દરમિયાન જાણ્યું. પ્રેમ એ આંતરિક વસ્તુ છે. એક અભણ ગામડાંનું યુગલ "પ્રેમ" વસ્તુને શહેરી જીવો કરતાં—જો તે શુદ્ધ અને આંતરિક હોય તો—વિશેષ પીછાણી શકે છે.

વિમળા કંઇક અંશે ઘેલી હતી. સૌજન્યભર્યું માર્દવ તેનાં નિર્મળ નેત્રોમાં દ્દષ્ટિગોચર થતું હતું. તેને પોતાના પતિ કમલનયન માટે અભિમાન હતું.

તેઓ ગરીબાવસ્થામાં હતાં. તોએ બીજી સ્ત્રીઓના અભણ, ગમાર, કે વેવલા પતિને જોતી, ત્યારે વિમળાને કમલનયન તરફ અનેક ગણું માન વધી જતું.

પણ વિમળાને કોણ જાણે કેમ કપડાં લત્તાં અને ઘરેણાંનો શોખ એટલો બધો હતો કે ન પૂછો વાત. કોઇ સ્ત્રી પાસે, પોતા કરતાં વધારે સારૂં ઘરેણું જોતી, ત્યારે તેનું અંતર તરતજ બોલી ઉઠતું, "એના શાન્તિલાલ કરતાં, મારો કમલનયન, જ્ઞાન, ઓજસ અને પ્રતિભામાં હજ્જાર દરજ્જે મહાન્ છે. હું કમલનયનની પત્ની; મારે એ ઘરેણું ન હોય, એમ!" પણ બિચારી વિમળાની ઘરેણાંની—"બ્રેસલેટ" કે 'મધુપાંદડી !'ની—આશા, તેમની ગરીબાઇભરી પરિસ્થિતિને અંગે, આકાશ કુસુમવત્ રહી જતી.

પણ હમણાં હમણાં વિમળાએ એક નવો રસ્તો શોધી કાઢ્યો હતો. તે એ કે સહુ ઘરેણાં પહેરીને દેખાવડી લાગે—તેનાથી જુદાં તરી આવી, પોતે કેમ વધારે દેખાવડાં લાગવું તે! બીજી સ્ત્રીઓ હર હંમેશ મુજબ વાળ હોળતી, જ્યારે વિમળા એવી રીતે વાળ હોળતી, કે વાળની લટ, આંખની અણીઆળી ભ્રમરો પાસેથી વળાંકો લઈ, કાનોને ઢાંકી અંબોડામાં મધ્ય સ્થળે વળી જતી હોય—કાનોને એવી રીતે ઢાંકીને, કે લટકતાં ઇયરીંગ્સની સોનાની પાંદડીઓ દૃષ્ટિગોચર અવશ્ય થાય. બીજી સ્ત્રીઓ સાડી પહેરતી તેમાં, અને વિમળાની સાડી પહેરવાની રીતમાં, બહુ તફાવત તરી આવતો. કોઇને

તેમાં કળા—લાલિત્યનું આછેરૂં દર્શન જણાયા વિના ન રહેતું. પગના અંગુઠાને ઢાંકીને સાડીમાં જે કરચલી પડતી, એજ કરચલી સાડીમાં માથાવટી પાસે મળી જતી. પીત્તળની ખોટી પણ ચળકાટ કરતી પીનમાં, સાડીની ૩૬ ઘડી પરોવી પોતે અરિસામાં જોતી, ત્યારે વિમળા પોતાનાજ સૌંદર્યમાં મોહી પડતી. ભાલમાં કળાપૂર્વક કરેલી, ન્હાની શી ટપકી, અને "K" મુદ્રણવાળી મિનાકારી વિંટી વિમળામાં જુદી તરી આવતી. ઉપર મુજબ ટાપટિપ કરીને, વિમળા સ્ત્રીઓની સભા, કે ગરબા—મહોત્સવ—પાર્ટિમાં ભાગ લેવા જતી, ત્યારે ભલભલી લક્ષાધિપતિની સ્ત્રીઓ આંગળાં કરડી જતી. "એ કોણ છે!" "એ કોણ છે!" એ પ્રશ્નાવલિની ધમાલ, વિમળાને જોઇ, એ ધન-ગર્વિતાઓ માંહોમાંહે મચાવી મૂકતી. "મેં આઠ હજારનો ચંદનહાર પહેર્યો છે, છતાં કોઇ મારા તરફ જોતુંએ નથી," "મેં હિરાજડિત બંગડિયો પહેરી છે, છતાં મને કોઇ પૂછતુંએ નથી." એવાં માનસિક દુઃખો વિમળાને જોઇ, ધનગર્વિત સ્ત્રીઓ અનુભવતી.

પણ વિમળાનેએ છક્કડ આપે, એવી એક તરૂણી, ગરબા પાર્ટિના દિવસે નીકળી આવી. તેનું નામ કંચન. લક્ષાધિપતિ યુવાન રામદાસ શેઠની એ પહેલી વખતની પરણેતર હમણાંજ સાસરીએ આવી હતી. ધન હતું, વૈભવ હતો અને નામ પણ વળી કંચન! કંચન થીઓસોફીકલ સોસાઇટીમાં રહેલ પણ

ખરી. એટલે કળા, લાલિત્ય, અને રસની જમાવટ, એ શી વસ્તુ છે, તે એ સારી પેઠે જાણતી હતી, અને જીવનમાં ઉતારતાં પણ શીખી હતી. વિમળાએ જોયું કે સૌન્દર્યકળા અને લાલિત્યના મિશ્રણથી, બાહ્ય સૌન્દર્ય કેમ બતાવવું, તે વિષે કંચન મારી સાથે હરિફાઈ કરવા માંગે છે. "ઠીક છે." વિમળાએ મન મનાવ્યું.

પણ કંચન તો ધનિક હતી. એ રોજ ને રોજ કોઇક નવું તુત બતાવતી ફરતી હોય. કંચને અંબોડામાં ખોસવાની, સોનાની લૂમખી બનાવડાવી, તો વિમળા પોતાની વેણીને આકર્ષક રીતે ચંપા અને ગુલાબનાં ફુલોથી સુશોભિત રીતે શણગારતી. કંચન પારકરની ફાઉન્ટન પેન ખરીદી, બ્લાઉઝમાં લટકાવી સભામાં જતી, તો વિમળા ઝીરો પાવરના ઠંડા ચશ્મા લગાવીને જતી. કંચને એ જોઇ કોર્કશેલના ચશ્મા ખરીદ્યા, અને લગાવ્યા. વિમળા તરત જ બીજે દિવસે "રીહીમલેસ" ચશ્મા પહેરીને ગઈ.

વિમળાને આટલો વખત એમ લાગતું હતું કે પોતે હજુ જીતની બાજુ પર છે. પણ આજના બનાવે વિમળાને છેક હતાશ કરી નાખી. "સોનાની ચેઈન" કંચને કેવી સરસ રીતે બહાર ગોઠવી હતી! એક સેર ગળાને આંટો લઇને, બીજી સેર વક્ષઃસ્થળ પર, અને ત્રીજી સેર ગોઠણ લગી લટકતી. તેમાંએ વળી બદામ કાટખુણે લટકતી રાખી હતી! એમ? વાહ, કંચન, વાહ, તું મને ટપી જશે, એમ? વિમળાને હવે એમ લાગ્યા કરતું

કે કંચન પાસે હવે હું હારી જઈશ. આટઆટલું તે કરતી, એ વાળની સુવ્યવસ્થા, એ ટાપટિપ, એ સૌરભ દર્શન, એ સઘળું. આ વૃન્દમાંથી જુદું તરી આવી, કંચનને મહાત કરવા ખાતર, તેને એક વિચાર સ્ફૂર્યો. "મારી પાસે પણ એવી એક સોનાની ચેઈન હોય તો ? તો હું એવી લાખ કંચનને પહોંચી વળું."

એ અંતરનું દુઃખ ન રોકી શકવાથી ઉપરની સોનાની ચેઇનની વાત તેણે કમલનયન પાસે ઉચ્ચારી હતી.

(૨)

આજે ઓફિસથી છુટતી વખતે, કમલનયને મનમાં નિશ્ચય કરી લીધો કે, "ગમે તેમ કરીને પણ વિમળા માટે ચેઇન તો બનાવડાવવીજ. તેના અંતરની એટલી ન્હાની શી ભાવના પણ મારાથી શું નહિ પુરી શકાય ?"

તેની સાથેજ ઓફિસમાં નોકરી કરતા—પણ સારા પગારથી, એકાઉન્ટન્ટ તરીકે કામ કરતા, રંગીલદાસ પાસે એ ગયો. રંગીલદાસ પાસે કમલનયને રૂ. ૨૦૦ ઉછીના માગ્યા. અને તે એ શરતે કે, મહિને આઠઆઠ રૂપિયા આપવા, અને રંગીલદાસ કહે તેટલું વ્યાજ પણ આપવું. રંગીલદાસે તરતજ હા કહી. એટલે કમલનયનનો હરખ માતો જ ન હતો. સીધો એ સોનીની દુકાને પહોંચ્યો, અને ૭ તોલાની

સોનાની ચેઈન, પાલીસદાર કરવાનો ઓર્ડર પણ આપી દીધો. પેટે પાટા દઈને માંડમાંડ બચાવેલા રૂા. ૨૫ કમલનયને, સોનીને બ્હાના તરીકે જમા પણ આપી દીધા.

કમલનયન, હરખાતે હૃદયે ઘેર પહોંચ્યો. વિમળા તેનું સ્વાગત કરવા રાહ જોતી બેઠેલી હતી.

"વિમુ, જો તને ચેઇન, બે દહાડા પછી મળી જશે." કમલનયન દ્વારમાં પ્રવેશ કરતાં કરતાં બોલી ઉઠ્યો.

"....પણ રૂપિયા ક્યાંથી ?"

"એ મેં સવડ કરી લીધી છે. આપણું ઘી–દૂધનું ખર્ચ તથા બીજું કેટલુંક ખર્ચ ઓછું કરી, મહિને આઠ રૂપિયા બચાવી, જેની પાસેથી ઉછીના લીધા છે. તેને ભરપાઈ કરી દઇશું."

પતિ–પત્ની બન્ને હરખાયાં. પણ વિમળા કરતાં કમલનયનનો હર્ષ વિશેષ હતો.

ચેઇન તૈયાર થઇ ગઇ, અને સોનીએ કમલનયનને બાકીના રૂપિયા આપી, ચેઇન લઇ જવા જણાવ્યું. કમલનયન તે સ્હાંજે રંગીલદાસને ઘેર રૂપિયા લેવા ગયો. પણ રંગીલદાસે રૂપિયા આપવા માટે ગલ્લાંતલ્લાં કરવા માંડ્યાં. રંગીલદાસને ડર લાગ્યો કે, રખે મારા રૂપિયા, વ્યાજના લોભે ડુબી જાય તો ? કમલનયનને એ ચોખ્ખી ના તો ન પડી શક્યો. પણ "હાલ સવડ નથી. ગઇ કાલેજ ૬૦૦ રૂપિયા ગિરધરલાલને હાથ ઉછીના આપ્યા, તે હજુ આવ્યા નથી. જુઓને, માણસો

વાયદા આપી જાય, તે ક્યાં પાળે છે? એટુંં લગાડશો નહિ હું. મને આ વખતે માફ કરો.” એમ તેણે કહ્યું.

કમલનયને જોયું કે કંઈ વળે તેમ નથી. એ હતાશ હૃદયે સોની પાસે પહોંચ્યો. “મારે હવે ચેઇન નહિ જોઈએ. તમારે તમારી મજુરીના જે કંઈ કાપી લેવા હોય તે કાપી લો. અને બાકીના, મારા બ્હાનાના રૂપિયા પાછા આપો.”

આવી વાત સાંભળી સોની મહાશય ગર્જી ઉઠ્યાઃ “એ નહિ ચાલે સાહેબ. શું આ ન્હાના બચ્ચાંની રમત છે? એડવાન્સ રૂપિયા લઈ–દઈને સોદો કરેલ છે, તો હવે ચેઇન લેવીજ પડશે. અમે વેપાર કરવા બેઠેલા છીએ. મહેરબાન, ચેઈન નહિજ જોઈએ, તો તમારા બ્હાનાના રૂપિયા ‘ફોરફીટ’ થઈ જશે. પણ મહેરબાન, જો અત્યારે નાણાંની સગવડ ન હોય, તો બાનાના રૂપિયા શા માટે ‘ફોરફીટ’ થઈ જવા દો છો? અમે ક્યાં તમારા પર એવું સખત દબાણ કરીએ છીએ, કે હમણાં ને હમણાં રોકડા પસાજ આપો. માત્ર તમે ૧।। ટકાની એક માસની હેન્ડનોટ લખી આપો, અને ચેઇન લઇ જાઓને તમે! કોણ ના કહે છે? પણ આમ ફરી જાઓ, એ સારૂં ન કહેવાય! તમે પેલી ‘ઓટોમેટીક નેગોશીએશન ફંડ’માં કામ કરો છો ને? ત્યારે શો વાંધો છે? અરે મંગળદાસ, ભાઈના નામનું ઉધાર બીલ બનાવો અને......”

પણ અને....વાળું વાક્ય પુરૂં થાય, તે પહેલાંજ હેન્ડનોટનું કુરકુરિયું કમલનયન સમક્ષ મૂકાયું. કમલનયને ચિત્રવત બની, સ્ટાંપ પર સહી કરી આપી. પરંતુ એક માસ બાદ સોનીને રૂપિયા ક્યાંથી આણી આપવા એ ગડમથલ તેના અંતરને મૂંઝવી રહી હતી.

પણ એમ છતાંએ, જ્યારે એ ચેઈન પહેરી વિમળાએ હાસ્ય કર્યું ત્યારે કમલનયન સઘળી ચિંતાઓ વિસરી ગયો. ઓ મકળો 'વસંતોત્સવ' ઉજવ્યો, તે દિવસે વિમળા એ ચેઇન પહેરી ઉત્સવમાં ગઇ. વિમળાને અત્યારે એમ લાગતું હતું કે મેં કંચનને મહાત કરી છે. કારણ? કારણ એટલુંજ કે કંચન વારંવાર વિમળાએ નવી પહેરેલી સોનાની ચેઇન તરફ છુપું છુપું જોયા કરતી હતી

રે હરિફાઈ શોખીન સ્ત્રી-હૃદય ! ! !

+ + +

આજે સોનીને આપેલ વાયદાની મુદત—હેંડનોટની તારીખ પુરી થતી હતી. કમલનયનને એક પ્રશ્ન મૂંઝવ્યા કરતો હતો, કે સોનીને એ રકમ કેવી રીતે ભરપાઈ કરવી.

સહાંજે કમલનયન સોનીની દુકાન પાસેથી પસાર થયો. એટલે તરતજ દુકાનદારે બૂમ મારી, અને રૂપિયા માંગ્યા. કમલનયને આજીજીપૂર્વક બે--ચાર રોજ થોભી જવા વિનંતિ કરી. પણ એથી ઉલટો સોની મહાશયનો પિત્તો ઉછળ્યો. તેણે ધમકી આપી કે જો પરમ

દિવસ સુધીમાં રૂપિયા નહિ મળે, તો 'કરારભંગ'નું તહોમત મૂકી પોલિસ દ્વારા પકડાવવામાં આવશે.

કમલનયન ઉદ્વિગ્ન હૃદયે ઘેર પહોંચ્યો.

"કેમ, આજે ચહેરાની કાન્તિ સુવર્ણરંગીને બદલે શ્વેતવર્ણી જણાય છે?" વિમળાએ કમલનયનને જોતાંજ પ્રશ્ન પૂછ્યો.

"વિમુ, મારી તબિયત આજે કંઇક અસ્વસ્થ લાગે છે. કદાચ રાતે તાવ આવે તો કંઈ નવાઇ નહિ. મારે અત્યારે જમવું નથી. એક કપ ચહા કરી આપને?"

કમલનયન પાસે, ઉદ્વિગ્નતાના સ્ફોટ માટે તબિયતના બાના સિવાય કશોએ પ્રત્યુત્તર હાજર ન હતો. તબિયત ઠીક જણાતી નથી એમ દર્શાવવા ખાતર તેણે એક કપ ચહાની માંગણી કરી.

( ૩ )

કમલનયનની ઓફિસનો મેનેજર બપોરે 'લંચ' લેવા માટે ઉઠયો, અને કમલનયનના સદભાગ્યે કે દુર્ભાગ્યે તે ટેબલનાં ખાનાં ખુલ્લાં મૂકતો ગયો.

કમલનયને કાગળ ટાઈપ કરતાં કરતાં એ જોયું. તેના ક્ષુબ્ધ મગજમાં, અનેક વિચારોએ વિજળિક ગતિથી તોફાન મચાવી દીધું; પૃથ્વી પ્રલય થવાની હોય તે વખતે મનુષ્યની માનસિક સ્થિતિ જેવી દુઃખદ થાય, તેવી અત્યારે કમલનયનની હતી. તે શું કવાને

બહાને મેનેજરના ટેબલ તરફ ગયો. ખાનામાંથી ધ્રુજતે હાથે તેણે ચેકબુકનાં સહી કરેલાં પાનાંમાંથી એક પાનું કાપી લઈ ગજવામાં ઉંડે ઉંડે સેરવી દીધું.

બીજી સ્હવારે બેંક ઉઘડી કે તરતજ તે બેરર ચેકનું પાનું લઇ જઈ ત્યાં પહોંચ્યો. રૂ. ૨૦૦) તેણે ચેકમાં ભરી પાછળ ખોટી સહી કરી ટોકન પણ લીધું.

એ વખતે જ બેંકના કેશીયર પર ટેલીફોન આવ્યો:

"હેલાઉ પ્લીઝ."

"સાહેબજી, હું મેનેજર, 'માઝબે સ્ટીમ નેવીગેશન કું.' જુઓ, મારા ટેબલના ખાનામાંથી, ચેક નંબર બી ૦૩૨૭૯૬ ચોરાએલ છે. તો મહેરબાની કરી એ ચેકના રૂપિયા કોઈ લેવા આવે તો તે આપશો નહિ. અને જે કોઇ આવે તેને પોલિસ દ્વારા પકડાવી દેશો. તેવા ખબર........"

"........અરે, પણ એ ચેક આવી પહોંચ્યો છે."

"........હેં ? પેમેન્ટ તો નથી થઇ ગયુંને ?"

"ના, ના."

"ત્યારે જે કોઈ હોય તેને 'એરેસ્ટ' કરો. હું હમણાંજ આવી પહોંચુ છું. સાહેબજી."

"સાહેબજી."

બિચારો કમલનયન વેઇટીંગ રૂમમાં ચેક પાસ થઈ જવાની રાહ જોતો બેઠો હતો. પણ તેની આશા

નિરાશામાં તરતજ ફેરવાઇ ગઇ. બે શસ્ત્રસજ્જ શીખ પહેરગીરો તેનું કાંડું પકડીને અંદરના રૂમમાં લઈ ગયા.

કમલનયનને કેશીઅરે જણાવ્યું, "તમારા પર ચેકની ચોરીનો આરોપ છે. તમારા મેનેજર અને પોલિસ હમણાંજ આવી પહોંચે છે."

પોલિસ ઓફિસને ટેલીફોન થયો, અને પોલિસ ઇન્સ્પેક્ટર તથા ચાર કોન્સ્ટેબલો એક મોટરમાં આવી પહોંચ્યા. કમલનયને જોયું કે હવે બચવાનો કોઈ રસ્તો નથી. એટલે તેણે ચોરીનું તહોમતનામું કબુલ કર્યું, અને તેનું સ્ટેટમેન્ટ પોલિસને લખાવી દીધું. તેણે વિચારી લીધું કે હવે જેલમહેલની, આઠ બે વર્ષ માટે હવા ખાધા વિના છૂટકો નથી.

પોલિસ કમલનયનને તેજ વખતે કાચી જેલમાં લઇ ગઇ.

આજે કમલનયનને ન્યાયની ફોજદારી કોર્ટના પિંજરામાં ઉભો કરવામાં આવ્યો હતો. સામે પ્રેક્ષક વર્ગમાં વિમળા સજળ નેત્રે, બોર બોર આંસુઓ સારતી, એક બેંચ પર બેઠેલી હતી. તેણે ડોકમાં સોનાની ચેઈન પહેરેલી હતી.

"કમલનયન !" મેજીસ્ટ્રેટે સત્તાવાહી ઉચ્ચારથી કહ્યું–"તમારા મેનેજરની જુબાની પ્રમાણે અને તમે પોલિસને સ્ટેટમેન્ટમાં જણાવ્યું છે, તે પ્રમાણે તમે ચેકની ચોરી કરી, એ સાચી વાત છે?"

"હા, સાહેબ." કમલનયન ધીમે સ્વરે બોલ્યો.

તેને હર્ષ કે શોક જેવું કશુંએ લાગતું નહતું.

"ત્યારે, તમે ગુન્હો કબુલ કરો છો ?"

"હા સાહેબ."

"તમે શા માટે ચોરી કરી ?" મેજીસ્ટ્રેટે પૂછ્યું.

કમલનયન મૂંઝાયો. પ્રત્યુત્તર શું આપવો ? 'ચેઈન બનાવડાવવી હતી, એમ કહું ? ના, ના, તો વિમળાને કેટલું બધું દુઃખ થાય ?' કમલનયને ખોંખારો ખાધો અને કહ્યું કે, "આંહ......અંહ...મારે મોજશોખમાં વાપરવા જોઈતા હતા."

"એમ !" મેજીસ્ટ્રેટે સ્હેજ સ્મિત ફરકાવ્યું ને જજમેન્ટમાં સજાના આંકડા પુરી આપ્યા: "દોઢ વર્ષની સખત કેદની સજા."

વિમળા સજા સાંભળી ધ્રુસકે ધ્રુસકે કોર્ટ રૂમમાં જ રડી પડી. તેને પિયેરથી તેડી જવા તેનો મોટોભાઈ આવેલ હતો. તેણે એને જમીન પર પટકાઈ પડતાં ઝીલી લીધી.

અને કમલનયનનું હૃદય અત્યારે વિમળાના વિયોગની કલ્પનાએ બળી બળી થઈ રહ્યું હતું. થોડી મિનીટો વીતી ન વીતી, ત્યાં બે કૉન્સ્ટેબલો કમલનયનને જેલમાં લઈ જવા હાજર થયા.

જતાં જતાં કમલનયને વિમળા તરફ સ્નેહપૂર્ણ દૃષ્ટિએ જોયું. તે કમલનયન સામે જોઈ રહી. પરંતુ દુઃખની મારી વધારે વખત એ દૃશ્ય એ ન જોઈ શકી.

તેણે તરતજ બે હાથો પોતાનાં ચક્ષુઓ પર ઢાંકી દીધા.

કમલનયને વિમળાએ પહેરેલ સોનાની ચેઇન જોઈ—જેમાંની એક સેર, ડોકને બરાબર વિંટળાએલી હતી. બીજી સેર વક્ષઃસ્થળ પર હતી, અને ત્રીજી સેર ગોઠણ લગી લટકતી હતી. એ દૃશ્ય કમલનયને જોયું. તેને સંતોષ થયો. તેને એમ શાંતિ વળી કે, ભલે પોતે જેલ જાય છે, પણ તે સફળ છે. પોતાની સ્નેહરાણીની—એકની એક અભિલાષા પોતે ચોર બનીને—જેલમાં જઇને પણ પૂરી કરી ! એ આત્મસંતોષનું તેજ ઘડીભર તેના મુખ પર ચમકી રહ્યું.

\+ \+ \+

બિચારી વિમળા ! પતિ—વિયોગના દુઃખના દોહ્યલા દિવસો પોતાનાં માબાપને ઘેર પસાર કરી રહી છે. અવારનવાર એકાંતમાં પડતી ત્યારે પોતાની સોનાની ચેઇનને એ ચુંબતી. એ બિચારી એને કમલનયનની જતી વખતની ભેટ ગણતી. ને તેનું ખૂબ સંભાળપુર્વક જતન કરતી. પણ બિચારીને ખબર ન હતી કે, એજ 'સોનાની ચેઇન' તેના સર્વે દુઃખનું મૂળ છે.

આ જાતિમાં, હરિફાઇ અને દેખાદેખીનો મહાન દુર્ગુણ ન હોત તો ? તો શું જગતમાં ચોથા ભાગનાં માનસિક દુઃખો રહેત ખરાં કે ?



# રાજાબાઇ ટાવર



| | |
|---|---|
| પારસી | કિંમત |
| સતીઓ | ૦-૬-૦ |

જેની અટારીએથી ઝંપલાવીને બે પારસી યુવતીઓએ આપઘાત કરેલો. શા માટે ?

## શીલની રક્ષાને કાજે.

તેની વાત જાણવા આ સાહિત્ય મંદિરને આઠ આનાની ટીકીટ બીડો. ઠે. કેળાપીઠ સુરત

# ભરત ગુંથણ



આ વિષયના પુસ્તકને વખાણના શબ્દોની શી જરૂર છે? માત્ર દશ આનાની કિંમતમાં આવું પુસ્તક બીજું કોઈ મળે તેમ નથી. એનાથી તમે આપોઆપ ઉપરની ભેત કળા શીખી જશો. તેર આનાની ટીકીટ બીડી મંગાવો.

# સ્ત્રી-ઉપયોગી પુસ્તકો

## સ્ત્રીશક્તિ ગ્રંથમાળા

### સટ પહેલો : ૧ થી ૧૦

૧ સંધ્યા – સવિતા જુવાન ગુજરાતની આબેહૂબ મૂર્તિ છે. તેના હૈયાની વેદના ચીતરતી આ ચોપડી એકેએક વાંચકે વખાણી છે. ૦—૪—૦

૨ કાકી—શરદ બાબુની કલમે લખાયલી આ વાર્તા સ્ત્રીઓ માટે સરસ આદર્શ રજુ કરે છે. ૦—૩—૦

૩ કાયદામાં સ્ત્રીનું સ્થાન (દરેક સ્ત્રી વાંચે)—હિન્દુ સ્ત્રીનું કાયદામાં કેવું સ્થાન છે, તેના હકો શા છે ને શા હોવા જોઈએ, પારસી, મુસ્લીમ સ્ત્રીઓને કેવા હક છે વગેરે માહિતીથી ભરપૂર આ ચોપડી ગુજરાતીમાં એકજ છે. દરેક બાપે દીકરીને, ભાઈએ બહેનને, ને વરે વહુને વંચાવવીજ જોઈએ. ૦—૩—૦

૪ અર્ધાંગના—સ્ત્રીઓ અણીને વખતે પતિને કેવી રીતે મદદ-

ગાર બની શકે તેના આદર્શ રજુ કરતી વાતો. ૦—૪—૦

૫ **ગૃહવ્યવસ્થાની વાતો (બેટરી)**—ઘરખટલાની આંટીઘુંટી પર અજવાળું પાડનારી આ વાતો ગુજરાતી સાહિત્યમાં નવીજ ભાત પાડે છે. ૦—૬—૦

૬ **ખાંયણાં**—કોડીલી ગુજરાતણના હૈયામાંથી ટપકેલી જીવનની રમુજી, દયામણી, તેમજ આનંદી બાજુનાં ચિત્રો દોરતી આ લોકગીતોની ચોપડી ઘેરેઘેર રાખવા લાયક છે. ૦—૫—૦

૭ **બલિદાન**—આવતી પ્રજાને શૂરવીર બનાવવા માટે બહેનોમાં આ પરાક્રમની ગદ્ય કવિતાઓનો ખૂબજ પ્રચાર થવો જરૂરી છે. સર અવસરે તેમજ ખાસ કરીને સગર્ભાવસ્થામાં ભેટ આપવા જેવી રૂપાળી ચોપડી. ૦—૫—૦

૮ **ભવાટવી**—હિંદુ સંસારમાં સ્ત્રીઓનાં જીવનની દયામણી બાજુ બતાવતી આ સાચી આત્મકથાઓ વાંચતાં આંખ ભીની થશે. ૦—૪—૦

૯ **મા**—વર, વહુ, મા, બાપના પરસ્પર સંબંધ પ્રેમાળ અને વહાલસોયા કેવી રીતે બને તેની છણાવટ આ વાતોમાં કરેલી છે. ૦—૪—૦

૧૦ **જયાના પત્રો-કસોટીમય લગ્ન**—વરવહુનું જીવન સુખી કેમ બને તે સમજાવતાં અને વરે વહુ સાથે ને વહુએ વર સાથે કેવી રીતે વર્તવું તેના પર અજવાળું પાડનારા આ કાગળો બહુજ રસીલા છે. ૦—૬—૦

**આખો સટ રૂા. ૨—૧૨—૦ને બદલે રૂા. ૨—૯—૦**



# સટ બીજો: ૧૧ થી ૨૦

૧૧ **પતિની પસંદગી**—વરવહુ પોતે એકમેકને પસંદ કરે એવા વિચારો ધરાવનારાઓએ આ વાર્તાઓનું ઝુમખું ખાસ વાંચવા ને વંચાવવા લાયક છે. ૦—૪—૦

૧૨ **લીલીની આત્મકથા**—એક દુઃખીયારી બહેનની આ આત્મકથા સાવકા સહીયારાંનાં દુઃખો પર અજબ જેવો નવીન પ્રકાશ પાડે છે. જગતમાં શું આવું ય બને છે ?!—એમ આશ્ચર્ય થશે. ૦—૩—૦

૧૩ **કેશ**—બંગાળનાં ગામડાંઓમાં સ્ત્રીઓની સ્થિતિ કેવી ખરાબ છે તેનો ચિતાર રજુ કરતી આ વાર્તા ઘણી જ રસિક તથા બોધક છે. ૦—૪—૦

૧૪ **પારસી વાનીઓ**: (શાકાહારી)—લગભગ સો ઉપરાંત ભાતભાતની લસલસતી, લહેજતદાર, માંસમટ્ટી વગરની વાનીઓ બનાવવાની સહેલી, ઝટ સમજાય એવી રીતે આમાં આપેલી છે. ૦—૬—૦

૧૫ **વિધવા**—હિન્દુ સંસારની એ દુઃખદ બાજુની જુદી જુદી નજરે છણાવટ કરતી આ ચાર વાર્તાઓમાં ઘણો નવીન પ્રકાશ પાડેલો છે. ૦—૫—૦

૧૬ **કોને પરણું ?**—અભણ ગૌરી ગામડાની છે ભણેલી ઇન્દુલેખા શહેરની છે. ગામડાની ગૌરી, ઇન્દુલેખા માટે જે ભોગ આપે છે તે ભોગ ઇન્દુલેખાના પોતાના ભોગ જેટલોજ મહાન છે? આર્ય રમણીના હૃદયની ઉત્તમતાનું આ ચિત્ર જેટલું ભવ્ય છે તેટલુંજ રસિક છે. ૧—૪—૦

૧૭ **સુઘડતા ને સુંદરતા**—વાળનું જતન, દાંતનું જતન,

ચહેરાનું જતન, કપડાં અને ઘરેણાં પહેરવાની કળા, તંદુરસ્તી ખીલવીને સુંદર બનાવવાની કરામતની આ ચોપડીનો જોટો ગુજરાતી ભાષામાં નથી જ. ૦—૮—૦

૧૮ હાસ્ય ફુવારો—શ્રી 'પ્રસાદ'ની રમુજી સામાજિક વાતોનો આ સંગ્રહ દરેક કક્ષાની બહેનોને અત્યંત રસિક લાગશે અને નિર્દોષ આનંદ આપશે. ૦—૮—૦

૧૯ ભૂતના ભડકા:—શ્રી ધનસુખલાલ મહેતાની લખેલી આ સુંદર સામાજિક વાતોનો સંગ્રહ સર્વત્ર વખણાયો છે. પૃષ્ઠ બસો. ચિત્રો પણ પુષ્કળ આપેલાં છે. ૧—૮ ૦

૨૦ વિષવૃક્ષ:—બંકિમબાબુની આ ત્રીજી સર્વમાન્ય નવલકથા હિન્દુ સંસારી કાયદાઓની છણાવટ ઘણી જ સરસ રીતે કરે છે. બંગાળામાં ઘેરેઘેર વંચાય છે. ૧—૮—૦

**આખો સટ રૂા. ૬—૧૦—૦ને બદલે રૂા. ૬—૩—૦**

—•—

## સટ ત્રીજો: ૨૧ થી ૩૦

૨૧ હાસ્ય કલાપ—સામાન્ય કોટિનાં માણસો અને બાળકોને પણ ખડખડ હસાવે તેવી, છતાં તદ્દન નિર્દોષ અને નિર્ભય વાતોઓનો આ સંગ્રહ ગુજરાતના હાસ્ય સાહિત્યમાં સારું સ્થાન પામ્યો છે. ૧—૮—૦

૨૨ દેવી ચોધરાણી—પ્રફુલ્લ નામની સાદી સીધી બાળા કેવી રીતે વીરાંગના બને છે તેનો અત્યંત રસિક અને પ્રેરક હેવાલ. મૂળ બંકીમ બાબુએ લખેલો છે. ૧—૮—૦

૨૩ વીર રેણાક (કાળું ગુલાબ)—ફ્રાન્સના નવલસમ્રાટ એલેક

ઝાંઝર દુમાએ લખેલી એક જેલર બાળાના પ્રેમ અને ચરાતનની અજબ જેવી ઈતિહાસ કથા. ૧—૦—૦

૨૪ **હાસ્ય ઝરણાં**—હાસ્યરસના પ્રસિદ્ધ લેખક શ્રી હરિપ્રસાદ વ્યાસની આ વાતો આપણા સંસારની બુરી બાજુ પર ચાબખા મારતાં મારતાં ખુબજ કલ્લોલ કરાવે છે. ૧—૮—૦

૨૫ **"જરા ચ્હા મુકજો"** (હાથ અજમાવ)—સવારે ને બપોરે મોજથી પીવાતા ચ્હાના પ્યાલાઓના ભીતરમાં ચ્હાના બગીચાઓના મજુરોની કેવી કરૂણ હાય વસી છે, તેનું એક મજુરે લખેલું સાચું વાર્તા રૂપ બયાન. જે વાંચીને સેંકડો માણસોએ ચ્હા ત્યજી છે. ૧—૦—૦

૨૬ **રાસ રજની:** (નવી આવૃત્તિ)—ગરબા પુસ્તકોની મહારાણી. ૧—૧૨—૦

૨૭ **જીવન પલટો**—આમાં ત્રણ જુદી જુદી સ્ત્રીઓનું જીવન જુદી જુદી રીતે બદલાઈ જાય છે તેનું વર્ણન આલેખતી રસિક ને બોધક વાર્તાઓ આપેલી છે. ૦—૪—૦

૨૮ **સુખી ઘર**—આપણા ઘરને સ્વર્ગ સમાન સુખી કેવી રીત બનાવવું તેના પદાર્થપાઠ રૂપ ચિત્ર આલેખતી બોધકથા. ૦—૩—૦

૨૯ **ભરત ગુંથણ**—નાની બાલિકાઓ પણ સહેલાઈથી સમજીને શીખી શકે એવી શૈલીમાં એક અનુભવી પારસી બહેને લખેલું પુસ્તક, જાતજાતની તરાહ તેમજ આકૃતિઓ સાથે. ૦—૧૦—૦

૩૦ **ચોર્યાસીનું ચક્કર**—ગુજરાતના એક અનુભવી હાસ્યરસના લેખકે આ પુસ્તિકામાં સ્ત્રીઓને રસ પડે અને સહેલાઇથી સમજાય એવી રીતે સંસારની ગમ્મતભરી વાતો લખી છે. ૦—૪—૦

**આખો સટ રૂા. ૯—૧૦—૦ ને બદલે રૂા. ૯—૦—૦**

—o—

## સટ ચોથો: ૩૧ થી ૪૦

૩૧ **રઝિયા બેગમ**—દિલ્હીના ચક્રવર્તી સિંહાસન પર બેસી રાજ્ય ચલાવનારી પહેલવહેલી સમ્રાજ્ઞીનું જીવનચરિત્ર. લ્હાણી માટે ઉત્તમ છે. ૦—૩—૦

૩૨ **ગૃહવિવેક અને બીજી વાતો**—આમાંની મુખ્ય વાર્તામાં વિલાયતી અને દેશી સભ્યતા, ઘરની રીતભાતની તુલના કરેલી છે. બીજી વાર્તાઓ પણ ખૂબ રસિક અને બોધક છે. ૦—૬—૦

૩૩ **સખીના પત્રો અથવા સંસારનાં દર્દો**—લગ્નની નિષ્ફળતાથી કંટાળી જઇને આપઘાત કરવા તત્પર થયેલી એક યુવતિને તેની બ્હેનપણી પત્રો દ્વારા ખરો માર્ગ સુઝાડે છે. દરેક માબાપે આ પુસ્તક પોતાની પુત્રીને પરણાવતાં પહેલાં આપવું ઘટે છે. ૦—૮—૦

૩૪ **સ્ટવનું શાસ્ત્ર**—આ નાનકડી પુસ્તિકામાં પ્રાઇમસ સ્ટવ વિશે, તેની રચના, તથા જુદા જુદા ભાગો વિશે સચિત્ર અને વિગતવાર સમજૂતી આપી છે. ૦—૩—૦

૩૫ **સ્ત્રી હૃદય**—આ નાની સરખી નવલિકામાં સ્ત્રી હૃદયનો સાચો ચિતાર આપેલો છે. એક આદર્શવાદી જુવાન પાછળ

ઘેલી બની જીવન બલિદાન આપનાર વારાંગનાની કથા એકકી બેઠકે પુરી કરવી ગમે તેવી છે. ૦—૩—૦

૩૬ **માતૃપ્રેમ અને બીજી વાતો**—આ સંગ્રહની મુખ્ય વાતમાં એક માતા પોતાનાં સંતાનને ખાતર શું શું સહન કરી શકે છે તેનું આદર્શ દૃષ્ટાંત આપ્યું છે. બીજી વાતીઓમાં પણ ઉત્તમ સ્ત્રી પાત્રોનાં આલેખન છે. ૦—૪—૦

૩૭ **પારસી લગ્નગીતો અને ગરબા**—શું પારસી લોકોમાં બી લગન વખતે ગીતો ગવાય છે? તમે નવાઇ પામશો. છતાં આ ચોપડી જોશો એટલે ખાત્રી થશે. કેટલાંક ગીતો તો ખૂબ રમુજી ને આનંદજનક છે. ૦—૬—૦

૩૮ **દામ્પત્ય જીવન**—સંતતિનિયમન, કસુવાવડ, પ્રતિપ્રેમ જાળવવાની કળા, શરીર નિરોગી ને સુડોળ રાખવાની કળા તથા માસિકને લગતી દરેક ફરિયાદો મટાડવાની વિદ્યા—એ બધુંજ આ પુસ્તકમાં આપ્યું છે. ૨—૮—૦

૩૯ **વહેમી પતિ**—એક સંસ્કારીક અને સુધારક યુવાન પોતાની સુંદર અને સુશીલ પત્ની તરફ વહેમાય છે. એ 'વહેમ'ને કારણે તે પત્નીનો ભોગ લે છે. ને પછી ગાંડો બને છે. એ પાગલની આપવીતીનો કરૂણ અને હૃદયસ્પર્શી હેવાલ ગૃહજીવનનો નવોજ કોયડો ઉકેલે છે. ૦—૩—૦

૪૦ **આરોગ્ય અને સુખ**—આ પુસ્તકમાં દરેક સ્ત્રી પોતાના કુટુંબની તેમજ પોતાની સુખાકારી કેવી રીતે જાળવી શકે તેને લગતું જરૂરી જ્ઞાન, દરેક ખાદ્ય ચીજોના ગુણદોષ વગેરે આપેલું છે. દરેક ગૃહિણીએ આ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. ૦—૬—૦

**આખો સેટ રૂા. ૫—૨—૦ને બદલે રૂા. ૪—૧૩—૦**

—૦—

## સટ પાંચમો: ૪૧ થી ૫૦

૪૧ **સામાજિક વાતો**—સંસારના જુદા જુદા કોયડા ઉકેલતી તાદૃશ વાતો એકી બેઠકે પૂરી કરવી જ પડે તેવી રસિક છે. ૦—૫—૦

૪૨ **રમુજી વાતો: (શ્રીશક્તિની)**—આ વાતોઓમાંની ઘણીક આપણા હંમેશના જીવનનાં દૃશ્યોમાંથી ઉપજાવી છે ને ખૂબ હસાવે તેવી છે. ૦—૪—૦

૪૩ **ભલી ભાભી**—એક સંસ્કારી સ્ત્રી પોતાના દીયરના અપકાર ઉપર ઉપકાર કરી તેને કેવી રીતે નમાવે છે, તેનું સુંદર દૃષ્ટાંત આમાં છે. વૈધવ્ય પામેલી આર્ય અબળા પોતાની નીતિ મર્યાદા સાચવીને પ્રમાણિકપણે પોતાનું ગુજરાન કેવી રીતે કરી શકે તેનો પણ બોધપાઠ છે. કિંમત પણ અલ્પ હોવાથી લ્હાણી કરનારા માટે બહુ જ સગવડભરેલી છે. ૦—૧—૦

૪૪ **પતિ પ્રભુ છે**—આ ચોપડી પણ લ્હાણી માટે ખૂબ સસ્તી કિંમતે કાઢેલી છે. એમાંની વાતો પતિવ્રતની બહુ જ સચોટ છાપ પાડે છે. એક સંસ્કારી પત્ની પોતાના દારૂડિયા ને રખડેલ પતિને વશ કરે છે. ૦—૧—૦

૪૫ **માંદગી અને માવજત**—દરેક સ્ત્રીને આ વિષયનું તો જ્ઞાન હોવું જ જોઇએ. માંદાની સારવાર સંબંધી ખૂબ ઉપયોગી સૂચનાઓથી આ પુસ્તક ભરેલું છે. ૦—૪—૦

૪૬ **વાતનું વતેસર**—બાળાઓ રહેલાઇથી ભજવી શકે એવું હાસ્યરસિક નાટક. ૦—૧—૦

૪૭ **ઘરેણાંનો શોખ**—વિમળા નામની એક ભોળી જતાં

સૌંદર્યશોખીન ભાર્યાએ પોતાના ઘરેણાં-શોખને લીધે પોતાનો પતિ જેલમાં જાય એવા સંજોગો કેવી રીતે ઉભા કર્યા તેનો તાદ્દશ ચિતાર આપતી આ વાર્તા સચોટ અસરકારક છે. ૦-૧-૦

૪૮ **પારસી સન્નારીઓ**—રાજાબાઈ ટાવર પરથી બે પારસી બહેનોએ પોતાનું શીયળ સાચવવા ખાતર ભુસકા મારી કરેલા આપઘાત. ૦-૬-૦

૪૯ **એકાદશી**—શ્રી સરોજિની મહેતા (એમ. એ.)ની લખેલી અગિયાર સુંદર સામાજિક વાતો બધીજ નવા સિદ્ધાંતો રજૂ કરે છે. ૦-૧૧-૦

૫૦ **રાણકદેવી**—હજાર વર્ષ ઉપર થઇ ગયેલી મહાન વિભૂતિની આ જીવનકથા અર્વાચીન શૈલીમાં ગુજરાતના એક ઉત્સાહી સિદ્ધહસ્ત લેખકે ઘણીજ રસિક લખેલી છે. ૦-૧૨-૦

**આખો સટ રૂા. ૨-૧૩-૦ને બદલે રૂા. ૨-૧૦-૦**

—•—

## સટ છઠ્ઠો: ૫૧ થી ૬૦

૫૧ **શિવાજીની બા**—મહારાષ્ટ્ર વીર શિવાજીને જન્મ આપી ઉછેરનાર વીર માતાનું રસિક અને પ્રેરણાદાયક જીવનચરિત્ર દરેક બહેને એક વાર અવશ્ય વાંચવું જ જોઇએ. (તેર આનાની ટિકિટ બીડવી) ૦-૧૦-૦

૫૨ **સાસુની શિખામણ**—વહેમી માન્યતાઓને લીધે સ્ત્રીઓનાં જીવનની કેટલી હાનિ થાય છે તેની બોધકથા. ૦-૧-૦

૫૩ **કાયદાનું અજ્ઞાન**—એ અજ્ઞાનને લીધે બહેનો પોતાની ટુંકી દોલત કેવી રીતે ખુએ છે તેની બોધકથા. વ્યાજ ઉપજાવવાની જરૂરી માહિતી સાથે. ૦—૧—૦

૫૪ **નામ વગરની નવલકથા**—કપરા સંજોગોમાં મૂકાયેલી એક પારસી બહેનના અનુભવોની રસિક વાતો. ડીટેકટીવ રસથી ભરપૂર. ૧—૮—૦

૫૫ **નારીભિષક**—સ્ત્રીઓના રોગોની ચિકિત્સા તથા ઉપચાર વિશેનું પ્રમાણભૂત પુસ્તક. ૦—૪—૦

૫૬ **માસિક ધર્મ**—'અટકાવ' વિશેની ઉપયોગી માહિતીથી ભરેલો નિબંધ. ૦—૨—૦

૫૭ **નવા સાથિયા**—દિવાળીના દિવસોમાં પોતાનું આંગણું દીપાવવા માટેના સુંદર અનેક નમુના આમાં આપ્યા છે. ૦—૨—૦

૫૮—૫૯ **વીર તારા**—(બે ભાગમાં) તોડાની વીરાંગનાનું પ્રેરણાત્મક ચરિત્ર. પૃષ્ઠ ૪૦૦ ગ્લેઝ કાગળ. કુલ ૨—૪—૦

૬૦ **ગોરમાનાં ગીતો**—ગોરોમાં ગવાતાં ગીતોનો સંગ્રહ ૦—૧—૦

**આખો સટ રૂા. ૫—૧—૦ને બદલે રૂા. ૪—૧૨—૦**

—૦—

## સટ સાતમો: ૬૧ થી ૭૦

૬૧ **મેડમ ડેમીડા**—(નીહિલિસ્ટોના પંજામાં) આ એક રૂશિયન વાતો છે. જેમાં મેડમ ડેમીડા નામની એક સ્ત્રી ઘણાંજ હિંમતભરેલાં તેમજ બુદ્ધિ—ચાતુર્યનાં કામો કરે છે. ૦—૧૨—૦

૬૨ **સામાજિક વાતો. ભાગ ૨.—લેખક શ્રી રમાકાન્ત દ્વિવેદી.** આમાં આપણા આધુનિક સમાજને સ્પર્શતી અને તેનાં જુદાં જુદાં દૃષ્ટિકોણ રજુ કરતી રસિક નવલિકાઓ આપેલી છે. ૦-૩-૦

૬૩ **ગુણિયલ ગૃહિણી**—સારી ગૃહિણી કોણ? પોતે ભપકાદાર સાડી પોલકાં પહેરીને ઠેર ઠેર ભાષણો કરતી ફરે તે? કે પોતે આત્મભોગ આપીને પોતાનાં અને પોતાની આસપાસનાંઓને સુખી કરવા પ્રયત્ન કરે તે? આ પ્રશ્ન સમાજનો સનાતન પ્રશ્ન છે. તેને વિશે વિચારો જગાડતી આ નાનકડી નવલિકા ખરેખર વાંચવા અને વંચાવવા જેવી છે. ૦-૧-૦

૬૪ **સ્ત્રી સ્વાતંત્ર્ય**—સ્વતંત્રતાના અંધ ખ્યાલોમાં અથડાતી એક યુવતી આખરે ઠોકરો ખાઇને કેવી રીતે પાછી સાચા માર્ગ ઉપર આવે છે તેનું આ નવલિકામાં શ્રી રમાકાન્ત દ્વિવેદીએ સરસ આલેખન કર્યું છે. ૦-૧-૦

૬૫ **દક્ષિણી રાંધણકળા**—મહારાષ્ટ્રમાં બનતી રસોઇની વાનીઓ કેવી રીતે બનાવવી તેનું આ પુસ્તક ગુજરાતમાં વસતી એક ચતુર દક્ષિણી બહેને લખેલું છે. ૦-૩-૦

૬૬ **સતી જસમા**—પતિવ્રતની ખાતર પ્રાણ આપનારી આ વીર નારીની જીવનકથા સરળ, સાદી ને રસઝરતી બાનીમાં આલેખી છે. ૦-૬-૦

૬૭ **સંસાર દર્શન**—સંસારમાં ડગલે ને પગલે અનેક મુંઝવતા પ્રશ્નો આવી પડે છે. આ પ્રશ્નોને જુદી જુદી નજરે ટુંકી વાતોમાં નીરખીને વણી લીધા છે. ૦-૬-૦

૬૮ **ભૂમિમાતા-આનંદમઠ-વંદેમાતરમ્-રાષ્ટ્રગીતના** ઉદ્ભવ સ્થાન રૂપ નિર્મળ દેશભક્તિની અપૂર્વ પ્રેરણા આપતું રત્ન.

સાક્ષર શ્રી બંકીમચંદ્રનું લખેલું આ પુસ્તક એકેએક હિંદી સ્ત્રી પુરૂષે વાંચવા જેવું છે. નવી આવૃત્તિ ૧—૮—૦

૬૯ **બાળવિધવા**—બાળવિધવા એ ગુજરાતના ઉચ્ચ સમાજનું દયામણું પ્રાણી છે. એના પ્રત્યે દરેક સહૃદય માણસ સહાનુભૂતિથી જુએ છે. અને ઘણાક સંસ્કારી યુવકો તો તેનો હાથ ઝાલી સુખી કરવાની ધગશ ધરાવે છે. એવી બે બાલિકાઓએ પોતાનો માર્ગ કેવી રીતે કરી લીધો તેનો ચિતાર આમાં છે. ૦—૨—૦

૭૦ **સાચાં સહોદર**—ભાઇ બ્હેનનાં પ્રેમની અદ્ભૂત ઝાંખી કરાવતી આ નવલકથા વાંચતાં હૃદયને હલમલાવી નાંખે છે. ૧—૮—૦

## કુલ રૂા. ૫—૨—૦ને બદલે રૂા. ૪—૧૩—૦

---

## સટ ૮મો: ૭૧ થી ૮૦

૭૧ **શોખડા અથવા એક પર બીજી**—સુંદર પાત્રાલેખનવાળી આ સામાજિક વાર્તા એક પર બીજી પત્ની કરનારને આજબ જેવી રીતે કેવી નસીયત મળે છે તેનું દૃષ્ટાંત રજુ કરે છે. ૦—૩—૦

૭૨ **સુકન્યા**—એક પતિવ્રતા સ્ત્રી જાતિભ્રષ્ટ, ધર્મભ્રષ્ટ અને ખુની પતિને પોતાની સમજશક્તિથી સુધારે છે તેની રસિક નવલિકા. ૦—૨—૦

૭૩ **વીરાંગના નીલાદેવી**:—પંજાબની એ શૂરવીર રાજરાણી પ્રતિજ્ઞાપાલન તથા દેશની મુક્તિ માટે કેવી રીતે ઝઝુમે છે તેનું ઉત્તમ દૃષ્ટાંત આ વાર્તા પૂરૂં પાડે છે. ૦—૧—૦

**પોસ્ટેજ જુદું**

# સ્ત્રીશક્તિ ગ્રંથમાળા વિશે

## પ્રશંસાના ઉદ્ગારો.

**ભરત ગૂંથણ**—વિશે લોકવાણીના તંત્રીજી લખે છે—

આ પુસ્તક ઘેર ભરત ગૂંથણ કરતાં અને શાળામાં અભ્યાસ કરતાં બહેનોને સારું માર્ગદર્શક રૂપ પડે એવું છે. ભરત ગૂંથણની પદ્ધતિ એમાં સમજાવવામાં આવી છે. ને એ પદ્ધતિને સાનુકૂળ ચિત્રો પણ પુષ્કળ આપવામાં આવ્યાં છે...આ પ્રકારનું પુસ્તક બહુ ઉપયોગી થઈ પડે તેમ છે.

**સુખી ઘર**—વિશે પ્રસ્થાનના તંત્રીજી લખે છે—

સ્ત્રીઓને ગૃહિણી તરીકે સ્વમાન કેળવવાનો, ઘરકામને દીપાવવાનો, સંસ્કારી થવાનો બોધ મળે તેવું સાહિત્ય આ પુસ્તકમાં સુગમ ભાષામાં આપેલું છે.

**ભલી ભાભી**—વિશે સાપ્તાહિક મુંબાઈ સમાચારના તંત્રીજી લખે છે—

આ નાનકડી પેમ્ફલેટ સ્ત્રીઓને ઉદારતાનો બોધપાઠ આપવાનું કાર્ય બહુજ સુંદર રીતે કરી શકે તેમ છે...એની લ્હાણી થવી જોઈએ.

**પતિ પ્રભુ છે**—વિશે સા. મુંબઈ સમાચારના તંત્રીજી લખે છે—

આ ચોપડી પણ લ્હાણી કરવા જેવી છે. એક દારૂડીયા ધણીની સ્ત્રી પોતાના પતિને ખાતર ખુબ સંકટો સહન કરે છે આખરે તે વશ થાય છે ને પોતાની કુટેવો છોડે છે. ને બેઉ સુખી થાય છે.

# સ્ત્રીશક્તિ ગ્રંથમાળા વિશે

## પ્રશંસાના ઉદ્ગારો

**માંદગી અને માવજત**—વિશે મુંબાઇ સમાચાર લખે છે—

આપણે સ્ત્રીઓની સ્વતંત્રતા ને સમાનતા વિશે ગમે તેવી વાતો કરીએ, છતાં સ્ત્રીઓમાં જે નૈસર્ગિક કળા છે તેને પુરુષો કદિ પહોંચી શકવાના નથી. તેમાંની એક કળા તે નર્સીંગ છે—દરેક દરેક સ્ત્રીના હાથમાં આ પુસ્તક મૂકાય તો તેથી તેને એ વિષયનું સારૂં જ્ઞાન પ્રાપ્ત થાય એ નક્કી છે.

**પ્રજાબંધુના તંત્રીજી લખે છે**—

ઘરમાં સ્ત્રીને માંદાની માવજતનું જ્ઞાન હોય તે હિંદુ સમાજમાં ખૂબ જરૂરનું છે. એ જોતાં તેમની દૃષ્ટિએ લખાયલું આ પુસ્તક કીમતી થઇ પડશે.

**રઝિયા બેગમ**—વિશે પુસ્તકાલયના તંત્રીજી લખે છે—

આ પુસ્તિકામાં તેરમી સદીની આ સુલતાનાનો સરસ પરિચય અપાયો છે...લેખન શૈલી વખાણવા જેવી છે.

**ગૃહવિવેક**—વિશે તેઓ લખે છે—

વાર્તાઓ બોધક છે. સ્ત્રીઓ માટે પુસ્તક મઝાનું ને આવકારપાત્ર છે. મહિલા પુસ્તકાલયો જરૂર ખરીદે.

**સખીના પત્રો**—વિશે લોહાણા હિતેચ્છુના તંત્રીજી લખે છે—

આ ઉપયોગી પત્રમાળાને પુસ્તકનું રૂપ આપી સ્ત્રી સા. મંદિરના સંચાલકે એ વર્તમાન જગતને પોતાની એક ઉણપનું જ્ઞાન આપ્યું છે. આવાં પુસ્તકોનો વધુ પ્રચાર કરવાની સૂચના સહ લેખક તથા પ્રકાશકને અભિનંદન

---

દેશબંધુ પ્રેસ, સુરત

